ચોપડીમાં શું છે ?



# મુંબઈની



# શેઠાણી

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા.

લેખક-માસ્તર ગોરધનલાલ એચ૦ શાહ.
અમદાવાદી.
નીવાસી અમદાવાદ ઢાલની પોળ બહુચરાજી
માતાની ખડકીમાં.
હાલ મુકામ-ભાગાતળાવ રોડ-સુરત.

સંવત ૧૯૭૬ પ્રત ૨૦૦૦ આવૃતિ ૨ સને ૧૯૨૦.



સુરત ચઉટાના પુલપર ટાંકી પાંસે આવેલા "શંકર"
પ્રી. પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

કિંમત દોઢ આનો.

દોહરો.

સ્વાધીન લખાણુજ મેં કર્યું પર આધીન છે એક
એ પરઆધીન સ્વાધીન કરો, તો દીસે નેકને ટેક

---



લેખક—માસ્તર.

---




( દોહરો )

સ્થીતી છે સ્વામીની કેવી, કરે વિચાર ના નારી;
પતિનું લોહી પીવાને..., બને છે ડાકણી નારી;
બધી જંજાળ છોડીને, ઘરેણાં વસ્ત્રને મોહતી;
સ્થીતી સ્વામી તણી જોતાં, છતાં પણ તે નહિ હઠતી.

-:(રાગ ગઝલ.):-

શેઠાણી—અરે સ્વામી તમે મારા, ઘડાવો બંગડી પ્યારા;
વળી હીરા તણી ચુની, કહો તમ લાવશો ક્યારે.—૧.
શેઠ—અરે પ્યારી હવે મારી, સુણાવું વાત હું સારી;
નથી પૈસા કને મારી, કહે તો શું કરૂં પ્યારી.—૨.
શેઠાણી—ભગત કે દિનને આપો, છતાં અહિં આમ શું ભાખો;
ગમે તે આજથી કરીને, મને તો સર્વ આણી દો.—૩.
શેઠ—ભગત કે દિનને હું તો, જમાડું અન્ન ને પાણી;
વળી છે પાસ નહિ મારી, રૂપૈયા નોટ કંઈ ભારી.—૪.

શેઠાણી—રૂપૈયા ત્રીસ લાવો છો, વળી બીજા કમાઓ છો;
છતાં માથું હલાવો છો, કહો શું રીત એ સારી.—૫.
શેઠ—ખરચ મુંબઇ તણાં ભારી, વળી જો થઇએ આજારી;
કહે તો શું કરૂં પ્યારી, નથી કંઈ પાસ દ્રવ્ય મારી.—૬.
શેઠાણી—નહી લાવો તમે વ્હાલા, જરૂર હું જઇશ પીયર મારા;
પછીથી ચાયજો કરજો, વળી તેથીજ મારે શું—૭
શેઠ—અરે રંડા કહું તુંજને, બતાવે બીક શું મુજને;
ભલે જાને પીયર તારા, થશે કંઇ હાલ મમ સારા.—૮.
શેઠાણી—પીયર શું કાજ હું જાઉં, જડપથી ઝેર હું ખાઉં;
પછી વૈકુંઠમાં જાઉં, તહાં જઇ નામ હું કાઢું.—૯.
શેઠ—હવે હાર્યો અરે વ્હાલી, કહું છું શીર હું ઢાળી;
વખત આવે સૌ થાશે, ધીરજ ધરતે અરે પ્યારી.—૧૦.
શેઠાણી—બને તો હાર તમ લેજો, ઝવેરીને જઇ કહેજો;
વીલાયતી જોડ જે સારી, બતાવો મુજને કાઢી.—૧૧.
શેઠ—હશે જો દ્રવ્ય મમ પાસે, બધું લાવીશ હું સાથે;
જઇને શેઠને ત્યાં હું, રૂપૈયા જલદી લાવું છું.—૧૨.
શેઠાણી—ભલે વ્હાલા હવે મારા, પધારો પ્રેમથી પ્યારા;
જમાડું હોંશથી વ્હાલા, કહે કર જોડીને દારા.—૧૩.
શેઠ—હવે તો શેઠ પાસે જઈ, રૂપૈયા લાવું છું હું અહિં;
પછી સાથેજ તુજને લઇ, ફરીશું દીલ ચાહે તહીં.—૧૪.
શેઠાણી—વદો છો શું અરે સાચું, કહો પ્યારા હવે મારા;
ખુલાસો હોંશથી માંગે, નમીને આપની દારા.—૧૫.

શેઠ—નિસાસો શું અરે નાખે, દીલાસો શું અરે આપે;
હશે જો ઇશની મરજી, બધાં તે કષ્ટ છે કાપે.—૧૬.
શેઠાણી—ન જાણું ઇશ કે માતા, ન જાણું દેવ કે દેવી;
હશે જો હોંશ મનમાં તો, કરે શું ઇશ કે દેવી.—૧૭.
શેઠ—સમય બહુ રાત્રીનો વિત્યો, નકામું શીર શું ફોડે;
થશે કામો સૌ સારાં, વૃથા તું શીદને બોલે.—૧૮.
શેઠાણી—કરો ના ક્રોધ રજ સ્વામી, ઘટે નહિ આપને આવું;
હસાવી હેતથી દારા, ખુશીથી સાથમાં રેવું.—૧૯.
શેઠ—ટકોરા બારના વાગ્યા. ખરેખર ભોગ છે લાગ્યા;
છતાં પણ નિંદ ના આવે, હવે તો ભોગ છે લાગ્યા—૨૦.
સમય બહુ રાત્રીનો વીત્યો, હવે તે મોજથી સુતાં;
મળસકુ જ્યાં થતાંમાં તો, વળી બન્ને જણાં ઉઠયાં—૨૧
શેઠાણી—ઝડપથી ચાહ પી લ્યોને, પછીથી ત્યાં તમે જાઓ;
રૂપૈયા રોકડા લઇને, ખુશીથી ઘેર તમ આવો—૨૨.
શેઠ—કરે શું વાદ ખોટો તું, ખરેખર હું બધું સમજુ;
જઇને શેઠને ત્યાં હું, રૂપૈયા જલદી લાવું છું.—૨૩.
શેઠાણી—ખરૂં પ્યારા તમે ભાખો, જરાએ મર્મ ન રાખો;
વળી ગાડી તમે લાવો, હવે તો છે બધો દાવો.—૨૪.
શેઠ—નહિ ગાડી મને જોઇએ, મને મોટર છે વહાલી;
ખુશીથી સાથમાં લઇને, જવું છે પાલવે પ્યારી.—૨૫.
શેઠાણી—ખરેખર સત્ય ભાખો છો, ખરી પ્રીતીજ રાખો છો;
સુતાં કે બેસતાં વ્હાલા, વળી સ્વપ્નમાં આવો છો.—૨૬.
શેઠ—રૂપૈયા રોકડા લેવા, જાઉં છું શેઠની પાસે;
હજુ જો હોય કંઈ ઇચ્છા, હવે તો સ્પષ્ટ તું કહેજે.—૨૭.

શેઠાણી—સવડ જો હોય સારો તો, કહેવા એક છે ઇચ્છા;
નથી છત્રી અને મોજાં, લહેવા એજ છે ઇચ્છા.—૨૮.

શેઠ—ખરેખર છત્રી લાવીશું, વળી મોજાં અપાવીશું;
વળી ચસ્મા અને એરીંગ, બધું સાથેજ લાવીશું.—૨૯.

શેઠાણી—હવે તો પૂજ્ય માનીને, તમોને હેતથી પુજું;
વળી પરમાત્મા ધારીને, તમોને હોંશથી પુંજું.—૩૦.

શેઠ—નહિ પરમાત્મા હું પૂજ્ય, નહિ ઇશ્વર નહિ દેવા;
જોઈ મે સ્વાર્થની બાજી, નહિ લેવા અરે દેવા.—૩૧.

લેખક—કહે આ દીન કરજોડી, લખેલું ધ્યાનમાં લાવો;
સુધારો દેશમાં કરવા, ધતીંગ જડમૂળથી કાઢો.—૩૨.






-:(ગઝલ):-

અરે મુંબઇ તણી નારી, સજી તેં ફેનસી સાડી;
યારોના કરને ઝાલી, જતી તું પાલવે પ્યારી.—૧.
ન રાખે દેશની પરવા, કરે શું નીચ તું કામો;
પતીથી લઇ હવે નાણાં, કહે છે રંગ શું જામ્યો—૨.
ધણીની ધાક ના રાખે, ફરે તું પુર ભપકામાં;
કરે છે યારથી યારી. નચાવી નેત્ર યારોમાં.—૩.
પતીને દાબમાં રાખી, ફરે તું પૂર જોબનમાં;
રહે તું રોફમાં ભારી, રહીને યાર સોબતમાં.—૪
બન્યા સ્વામી તમે મારા, થયા દિલદાર છો પ્યારા;
મને સાડી તમે વ્હાલા, અપાવોને કહું પ્યારા—૫.
કહે જો ના જરા સ્વામી, તરત રંડા રીસાએ છે;
પડાવી પાય સ્વામીને, પછી રંડા મનાએ છે.—૬.
સજે છે ડેસ બહુ સારો, વળી તે મોહ કરનારો;
ચડાવી બુટ તે ચારો, બન્યો છે રોફ શું મારો.—૭.
બતાવા રોફ યાને. ઠમકતી ચાલ તે ચાલી;
જોઇને સૌ મુંડે કહેતા, જુઓ આ ફાંકડી ચાલી.—૮.

અલૌકિક નેણનાં બાણો, ભુલાવે યારનાં ભાનો;
ઝડપથી ચાલ ચાલીને, કરે છે ગુમ તે સાનો.—૯.
વખત વીચારીને રંડા, કરે દર્શનનું બાનું;
ઠમકતી ચાલ ચાલીને, ભુલેશ્વરમાં ભરે પગલું.—૧૦.
નીહાળી યારને નજરે, ધીમેથી ચાલ ચાલે છે;
લુંટાવા બ્હાર યોવનની, ઘણી મનમાં ફુલાએ છે.—૧૧.
જરા આગળ જઇને તે, ઉભી રહે છે ઘુંઘટ તાણી;
બતાવે ડોલ બીજાને, ઉભી છું આવતું જાણી.—૧૨.
યારોથી તે લઈ નાણાં, લુંટાવે માલ યોવનને;
ભરે પાછાં હવે પગલાં, ગ્રહીને માર્ગ તો ઘરનો.—૧૩.
વીતેલી રાત જોઇને, પતી તેને હવે પૂછે;
હમેશાં આટલી મોડી, કહે તું કયાંથી આવે છે.—૧૪.
રાખીને મોંહ ઠેકાણે, ધીમે સ્વરેજ બોલે છે;
થયાં દર્શન બહુ મોડાં, જુઠું રંડા અડાવે છે.—૧૫.
અડાવી જુઠની બાજી, પછી રંડા હરખાએ છે;
રસોઇ કરતી વામાં, ઘણું મનમાં ફૂલાએ છે.—૧૬.
કહે છે પીયુ ચાલોને, રસોઈ હોંશથી જમીએ;
તમે જલદી પધારોને, જમીએ આપણે જોડે.—૧૭.
ખરો અક્કલ તણો હીરો, દીસે છે હા પતી તેનો;
જોઇએ નવ નવી મોજો, કહોને દોષ છે કોનો.—૧૮.
આવી રીતે કહું વ્હાલા, પતીને છેતરે પ્યારી;
બતાવો દોશ હે પ્યારા, કરી વીચાર તો મનથી. —૧૯.

લખાણુ આવુંજ લખવાને, કહે છે હાથ ના મારો;
છતાં પણુ લખવું મુજને, પડે છે હું કહું યારો.—૨૦.
સમય સારો સીધાવીને, કરે છે નવ નવી સખીઓ;
લઇને સાથ સખીઓને, ઉડાવે તે ઘણી મોજો.—૨૧.
જોઇને કાર્ય બહુ નીચાં, સખીઓ નાજ પાડે છે;
કરી કંઈ નવ નવી વાતો, બીચારીને ફસાવે છે.—૨૨.
કરી કંઇ ઢોંગ કે ધતુરા, સખીને છેક છેતરતી;
કહ્યું જો ના કરે સખી તો, ઘણી તે ધમકી દેતી.—૨૩.
ફસાવી આજ સખીઓને, ઉડાવે યારથી મોજો;
બેસારી વીકટોરીઆમાં તે, કહાં લઇ જાય છે જુઓ.—૨૪.
સમય રાત્રી તણો જોઇને, હવે તે પાલવે જાતી;
અભણુ સખીઓ ઘણી ઠગીને, ઘણી તે મનમાં મલકાતી.—૨૫.
હવે તે પાલવા બંદર, સૌથી શ્રેષ્ઠ છે પ્યારા;
ચલાવે ઢોંગ શું રંભા, લખું છું હું હવે પ્યારા.—૨૬.
સમય થોડા તણી અંદર, જહાં બંદર તે આવ્યું;
ઉતરવા જલદી સખીઓને, રંભાએ ઝટ સમજાવ્યું.—૨૭.
સખીઓ શું બધું સમજે, કે રંભાના ચરિત્રો છે;
નહિ તમ રજ ગભરાશો, અમે જલદીથી ઉતરીએ.—૨૮.
સુણી સખીઓ તણાં વચનો, રંભા બહુ ખુશ તો થાતી;
હજી સમજી નથી સખીઓ, જોઇ રંભા થતી રાજી.—૨૯.
સમય સંધ્યા તણો થયો તો, સખી બે સાથમાં હોતી;
બંદર જ્યાં આવી તો પહોંચ્યું, તણે કહ્યું સાથમાં ઉતરી.—૩૦.

કહે રંભા સખીઓને, અહીં હવા નથી સારી;
ધીમે પગલે તમે બંને, પુંઠે કહું આવજો મારી.—૩૧.
હતી સખીઓ કહું બે પણ, જરા મનમાં નહિ સમજી;
રંભાની પુંઠે કહું શાણા, બંને કહું ચાલવા લાગી—૩૨.
સૌથી હું કહું પ્યારા, રંભા જલદીથી ચાલે છે;
ધીમાં પગલાં ભરી પ્યારા, પુંઠે સખીઓજ ચાલે છે.—૩૩.
ચાલી આવી રીતે પ્યારા, રંભા નીકળી પડી આઘી;
વીતેલી રાત જોતામાં, સખીઓને બ્હીક ત્યાં લાગી.—૩૪.
પ્રથમ માફક કહું પ્યારા, રંભા તો જલદી ચાલે છે;
વિચારો કંઇ નવા કરતી, સખીઓ પુંઠે ચાલે છે.—૩૫.
આવી રીતે કહું પ્યારા, ત્રણે કલાક બે ચાલ્યાં;
છેવટે હું કહું વ્હાલા, ત્રણે મેદાનમાં આવ્યાં.—૩૬.
હવે મેદાનમાં તમને, જણાવું શું થયું તે તો;
ફુકડ ને ફાંકડો બનીને યુવાન ત્યાં એક બેઠો તો.—૩૭.
રંભા તો ત્યાં લગી આવી, તેની પાસે જઇ ઉભી;
કરેલી જે સખી મારી, પસન હું તેમને લાવી.—૩૮.
સુણી રંભા તણાં વચનો, યુવાન જલદી થયો ઉભો;
પ્રસન પ્રીયા કહાં છે તે, તમે જલદીજ બતલાવો.—૩૯.
સુણી યુવાન તણાં વચનો, રંભા મનમાં થઇ રાજી;
કરી નખરાં ઘણાં ન્યારાં, ધુણાવી ડોક કર્યું હાજી.—૪૦.
યુવાન તો કયારનો પ્યારા, ઉભો થઇને બધે જુએ;
ફરે નજર ચોપાસે..., છતાં સખીઓ નહિ જુએ.—૪૧.

યુવાન કહું મનમાં સમજ્યો, મને રંભા ઉડાવે છે;
કરી મશ્કરી તે મારી, મને ઉલ્લુ બનાવે છે.—૪૨.
કરી વીચાર તે મનમાં, હવે રંભા થકી બોલ્યો;
બતાવો મુજને હમણાં, કરેલી બે પસંદ સખીઓ.—૪૩.
સુણી યુવાન તણાં વચનો, રંભા ત્યાં મર્મમાં બોલી;
કરગરી હું કહું વ્હાલા, કરો ના મશ્કરી મારી.—૪૪.
સુણી રંભા તણાં વચનો, યુવાન મનમાંજ અકળાયો;
કરી મીજાજથી બોલ્યો, હમોને જલદી બતલાવો—૪૫.
મીજાજે બહુ ચ્હડી રંભા, હવે તે મર્મમાં બોલી,
ઉભી પુઠે જુઓ સખીઓ, જરા તસ્દી લીઓ થોડી.—૪૬.
યુવાન મનમાંજ અકળાઇ, હવે રંભા પ્રતી બોલ્યો;
નજર મેં તો ઘણી નાંખી, છતાં દેખી નહિ સખીઓ—૪૭.
સુણી યુવાન તણાં વચનો, રંભા મનમાંજ ગભરાઇ;
કરી નજર ચોપાસે..., છતાં સખીઓ નહિ ભાળી.—૪૮.
હવે તો હું કહું પ્યારા, બની આગળ શું બીના;
બીજા કહું ભાગમાં તમને, પ્રગટ હું તો કરીશ પ્યારા.—૪૯.



# વિષયમાં મસ્ત રહેનારી વામા.

(રાગ-ઉકળતા લોહી જેવો.)

ફેશન અપ-ટુ-ડેટ બનાવી, ઠમ ઠમ કરતી ચાલે છે;
નાજુક પગમાં ઝીણી ઘુઘરી, છમ છમ કરતી વાગે છે;
ઝીણા વસ્ત્રે અંગ સજીને, ફેશનમાં બહુ મહાલે છે;
રોફ જોઇ વિચારજ કરતાં, વેશ્યા સરખા લાગે છે.
ચાલ્લ આંગળની ચોરી વીનાના, ભાગ સહુ દેખાએ છે;
બુટ ચડાવી ફુલ ફેશનમાં, ચપળા જુઓ જાએ છે;
અએ ગાડીવાળા આજે, ગાડી તું મોડી લાવ્યો;
ટાઇમ તણું ઉલંઘન કરીને, ગાડી કેમ મોડી લાવ્યો.
ગાડીવાળો કહે નમીને, આજ મને મોડુંજ થયું;
વિચાર હતો વેલાના તોપણ, વચમાં કૌતક એક થયું;
ઠીક હવેથી તુંજને કહું છું, ટાઈમ નહિ મોડો કરતો;
ચોપાટીની ઉપર આજે, ગાડી તું જલદી લેતો.
ગાડીવાળો કહે નમીને, ભુલ થઈ આજે મારી;
ગાડી મારી જુઓ આજે, જાએ છે કેવી વેલી;
જલદી લેને કહી ચપળા, ગાડીમાં આવી બેઠી;
ઉભો હતો હું ઘણો દુર, પણ નજર ગઇ મારી પેરી.
ચોપાટી આવતામાં ચપળા, ગાડીમાંથી હેઠી ગઇ;
અમુક વખતે લખીશ સાહેબો, પાછળ શી હકીકત થઈ.

# ફેશનની ફીશીયારી.

## -:(રાગ ગઝલ-કવ્વાલી.):-

અરે સજ્જન શાણાઓ, અરજ કંઇ ઉર ધરોને;
વધ્યો છે શોખ દુનીઆમાં, હવે તેને સુધારોને;
પહેરી ફેન્સી ચોળી..., જતી ઓરત ભુલેશ્વર;
પછી તે કયાં કહો જાતી, અરે તે જાણતો ઇશ્વર.
અહા શું તેહની સાડી, અતિ બારીક મેં ભાળી;
શોભામાં શું વધારો છે, કર મહી બંગડી કાળી;
સુકોમળ અંગમાં એના, સુવાસીક અત્તરો મ્હેકે;
ખરેખર દેખતાં સજ્જન, સહુ તો નાયકા કહે છે.
વીસાર્યા દાંત હાથીના, ચડાવ્યા કાચ કંઇ ચી-તે;
જુના ધારા વીસારીને, નવા ધારા ગ્રહ્યા પ્રીતે;
અરે તે બંગડી માટે..., બીજાને હસ્ત આપે છે;
વિસારી છેક લજ્જાને, બધી મર્યાદ લોપે છે.
હવે કહો શું રહ્યું બાકી, વસાવ્યા ડ્રેસ લેડીના,
ધરી છે હાથમાં છત્રી, પહેર્યા બુટ એડીના;
સુગંધી તેલ ચોળીને છટાથી કેશ ઓળીને;
ચઢાવ્યા આંખ પર ચશ્મા, સુશોભિત વસ્ત્ર પહેરીને.
અરે મમ પ્યારા બંધુઓ. સુધારાને વધારીને;
અતિશય છુટ આપીને, ચડાવી છેક લાડીને;
જુઓ અસલ તણી રીતી, વીચારો ધર્મ ને નીતી;
કરો કંઇ કામ ભક્તીનાં. હૃદયમાં રાખીને પ્રીતી;
કહે ગોરધન સુણો પ્યારા, હૃદયને લાગશે ખારા;
હઠવવા આ કુધારાને, વચન આ માનજો મારા.

# એક સદ્ ગ્રહસ્થની કરૂણાજનક કથા.



-:(રાગ ગઝલ):-

સુધારાની મજા ન્યારો, જમાનો જાય છે સારો;
જુઓને આ દશા યારો, અમારી આમ બાબત છે.
જુઓ મુંબઈ તણી નારી, બતાવે ડોળ તે ભારી;
ફરે થઇ રાયની રાણી, અમારી આમ બાબત છે.
દયાળુ મા અને બાપે, લગન તો મઃહરાં કીધાં;
હિસાબો તેહના આપુ, અમારી આમ બાબત છે.
હતી અમ દેશની અંદર, અમારી પ્રેમદા પ્યારી;
અમે અમ પાસ બોલાવી, અમારી આમ બાબત છે.
કરૂં કોઇ જાતનો ઓર્ડર, નથી તે ધ્યાનમાં લેતી;
ફરે તે થઇને મદમાતી; અમારી આમ બાબત છે.
બધાંએ ઘર તણાં કામો, અમે અમ હસ્તથી કરતાં;
દુઃખી છે જીંદગી મારી, અમારી આમ બાબત છે.
ભરૂં મમ હસ્તથી પાણી, પછીથી ઉઠતી રાણી;
ચલાવે છે હુકમ શાણી, અમારી આમ બાબત છે.
કરી દાતણ પછી ઘરમાં, પદમણી પાટલે બેસે;
પછીથી ચાહ તે માગે, અમારી આમ બાબત છે.
ઘરે વાસણ બધાં માંજુ, રસોઇ હાથથી રાંધુ;
કરે ભોજન પછી પત્ની, અમારી આમ બાબત છે.

ફરી પત્ની તણી સેવા, દશે તો નોકરી જાવું,
પુરા પરતંત્ર ત્યાં થાવું, અમારી આમ બાબત છે.
બધા આ કષ્ટને લીધે, દુઃખી મમ જીંદગી થાતી;
ભલું મરવું અરે એથીી, અમારી આમ બાબત છે.
મઝા મુંબઈ તણી જોતાં, બધા ફેશન મહીં પડતાં;
પછી પસ્તાઇને રડતા, અમારી આમ બાબત છે.
પગાર પચીસ તો આવે, પ્રીયા પાંત્રીસ ખરચાવે;
દયા દિલમાં નહિ લાવે, અમારી આમ બાબત છે.
બતાવે દમ ઘણો નારી, ચલાવે છે હુકમ શાણી;
ફરે નીત્ય બાગમાં રાણી, અમારી આમ બાબત છે.
મંગાવે અવ નવી ચીજો, અમારે લાવવી કયાંથી;
નથી પેદાસ કંઈ જોતી, અમારી આમ બાબત છે.
ઘરેણાં અવનવા માંગે, વખત પર હાડકાં ભાંગે;
કહે શું કામ પરણ્યાતા, અમારી આમ બાબત છે.
દરદ નીત્ય નવનવું થાયે, રહું હું ઘેર જ્યાં સુધી;
કરે ઠણુકા ખરા ખોટા, અમારી આમ બાબત છે.
પથારીમાં પડી રહેતી, મીઠાઇ મોજથી ખાતી;
દુઃખી મમ જીંદગી થાતી, અમારી આમ બાબત છે.
ભરૂં નીત્ય બીલ વૈદોનાં, છતાં સાજી નથી થાતી;
ચલાવે ઢોંગ બહુ ખોટા, અમારી આમ બાબત છે.
ખરીદી હાથથી કરતી, લખાવી નામ પર મારા;
કહો બીલ કયાં થકી ભરવું, અમારી આમ બાબત છે.
પથારી પ્રેમથી કરવી..., પ્રીયાની હાજરી ભરવી;

નથી નવરાસ પણ પળની, અમારી આમ બાબત છે
ગુમાવી દેશની મુડી... અહીં પરદેશમાં આવી;
છતાં ખુશ ના થઇ નારી, અમારી આમ બાબત છે.
હતી અમ દેશની અંદર, બધાં એ કામ ત્યાં કરતી;
નથી અહીં કોઇથી ડરતી, અમારી આમ બાબત છે.
ટેક:-પતિનું લોહી પીવાનું, તજી દેજો તમે બેનો;
સ્થિતિ સ્વામી તણી જોતાં, ખોટાં શાને કરો ફેલો,
પતિના દીલમાં વસીને, રહેજો હું કહું બેનો;;
સુખો સૈ પ્રાપ્ત કહું થાશે, જરૂર માનો તમે બેનો.

લેખક:-માસ્તર.